ગાંડીવ બાલોદ્યાનમાળા (૨)

પુષ્પ: :આઠમું

# રિક્કિ-ટિક્કિ

મૂળ લખનાર

શ્રી રડિયાર્ડ કિપ્લીંગ




પ્રગટકર્તા—

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦—કેળાંપીઠ,

ચાર ] સુરત [ આના

પહેલી આવૃત્તિ

ગાંડીવ

મુદ્રણાલય કેળાંપીઠ સુરતમાં છાપીને ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી નટવરલાલ વીમાવાળાએ પ્રગટ કરી

સને ૧૯૩૦

ચોપગાંની ચતુરાઇ
પ્રાણીજીવનની સરસ વાતો. સચિત્ર ૦-૪-૦



તોફાની ટીપુડો
૦-૬-૦

હાથી ધમધમ ચાલે
હાથીના જુદા જુદા પરાક્રમો સચિત્ર ૦-૨-૦

# નવો અખતરો

આ વાત માટે મારે કશું કહેવાનું હોય નહિ. જગતભરમાં સાહિત્યની શ્રેષ્ટતાની થરમોમીટર તરીકે નક્કી થયેલ નોબલ પ્રાઇઝ મેળવનાર પ્રસિદ્ધ કવિ લેખક રડિયાર્ડ કિપ્લીંગની આ કૃતિ છે. એટલું કહ્યું ;એટલે બસ. એને ગુજરાતીમાં ઉતારવી જોઇએ એ વિષે સિફારશ કરવાની હોય નહિ.

પરંતુ આ ચોપડીમાં મેં એક નવો અખતરો આદર્યો છે. ગુજરાતમાં બાળકો માટેની ચોપડીઓ સારા પ્રમાણમાં પ્રગટ થવા માંડી છે. પરંતુ એ ચોપડીઓના લેખકો બધા હિન્દુ છે ને તેથી એ તમામ ચોપડીઓ હિન્દુ પાત્રોમાં લખાય છે. માંડ કોઇક એક બે ચોપડીઓમાં મુસ્લીમ પરીકથા હોય તો મુસલ્માન પાત્રો નજરે પડે— અને પારસી પાત્રો તો નહિજ નજરે પડે. બાળ સાહિત્યના સાર્વત્રિક પ્રચારની દૃષ્ટિએ-તમામ કોમોમાં તેનો આદર થવો જોઇએ, એ ગણતરીએ વિચાર કરતાં માત્ર હિન્દુ પાત્રોમાંજ લખાયેલી ચોપડી બીજી કોમોમાં તેટલીજ આદરપાત્ર થાય કે કેમ એ જરા શંકાભરી વાત લાગે છે. 'ભીષ્મ અને યુધિષ્ઠિર' કે 'ગણપતિબાપા' કે 'દેવકથાઓ' જેવી ચોપડીઓ તો હિન્દુઓ શિવાય બીજા નજ વાંચે, નજ ખરીદે એ દેખીતું છે, અને મારા અનુભવની પણ વાત છે. ને એ શિવાયની બીજી ચોપડીઓ હિન્દુપાત્રો વાળી હોવા છતાં મુસ્લીમ પારસી કોમોના બિરાદરો ખરીદે છે એ ખરૂં, પણ એજ ચોપડીઓ તેમના પાત્રોમાં હોય, અથવા તેમના પાત્રોવાળી ચોપડીઓ પણ મળતી હોય તો એ સમગ્ર

સાહિત્ય તરફ તેમનું આકર્ષણ વિશેષ થાય, તેમનાં બાળકો એ વધારેજ હોંશ ને પ્યારથી વાંચે એમ મને ખસૂસ લાગે છે. તેથી ગાંડીવ બાલોદ્યાનમાળામાં અવારનવાર, ગાળેગાળે એવા પ્રકારનાં પુસ્તકો પણ ગૂંથવા એવો વિચાર કર્યો છે. ને તેની શરૂઆત આ ચોપડીથી કરી છે, ભાષા શુદ્ધ રાખી છે, માત્ર સંબોધનમાં અનિવાર્ય ફેરફાર માલમ પડશે અને 'પણ' કે 'ય' ને બદલે 'બી' નો ઉપયોગ બહોળા પ્રમાણમાં કર્યો છે એ એક જરા મહત્વનો ફેર છે. ' બી ' નો વપરાશ વાચનમાળામાં નથી, તથા પ્રો૦ બળવંતરાય ઠાકોર શિવાય બીજા કોઈ લેખક બી નથી લખતા, પણ જાણીતા પારસી લેખક શ્રી નરીમાન ગોળવાળા-એ એક વાર લખેલું કે 'અપિ' પરથી ઉદ્દભવેલા એ પ્રયોગ તરફ હિન્દુ લેખકોની (બોલવામાં પોતે ખૂબ વાપરતાં છતાં) સૂગ ખોટી ને અસ્થાને છે. ને વળી પ્રો૦ બલ્લુકાકા જેવા પીઠ ઠોકનારા છે એની મને હિંમત છે. તેથી મેં ઝંપલાવ્યું છે.

આશા છે કે આ અખ્તરો સફળ થશે. ને જો પારસી બાળકોમાં આવું શુદ્ધ સાહિત્ય પ્રચારી શકાય તો આગળ ઉપર પારસી ને હિન્દુ (ગુજ૦) સાહિત્ય વચ્ચેની તડ જલદી સંધાઈ જાય એવી જરૂર આશા રહે.

ન. વી.

# রিকি টিকি



રિક્કિ–ટિક્કિ હતો તો નાનકડો, પણ એની પુંછડી ને એના વાળ જોવા જેવા. જાણે મોટું વણિયરજ જોઈ લેવું. એની ચાલ પણ એવી. એનું નાક રતુમડું. આંખ પણ જરા તેવી. એની પુંછડી પણ એવી ફુલે કે જાણે મોટી પીંછી—મોટું બરાસ (બ્રશ). ઉંચા ઉંચા ઘાસમાં શિકાર પકડવા એ દોડે ત્યારે રિક્ક્–ટિક્ક્–રિક્કિ–ટિક્કિ–ચક્ક્ એવું મોંઢેથી બોલે, તે એવું કાલું કાલું લાગે!

રિક્કિ હતો એક નાનકડો નોળીયો–અથવા નોળીયાનું બચ્ચું.

ભાઇસાહેબ એનાં માબાપ સાથે એક મોરીમાં રહે. એક દહાડો ખુબ વરસાદ પડયો. પવન તો

કહે મારૂં કામ. પાણી ભગ ભગ પડે. એ વેળા ભાઇ મોરીમાંથી નીકળ્યા, ને પાણીમાં તણાયા. પાણી જોશભેર વહે. પાણીના જોશ આગળ એનું ગજું શું? એટલે એણે હાથ પગ અફાળ્યા, ક્યાકચ અવાજ કર્યા, બધું કર્યું. પણ વળ્યું કંઇ નહિ. છેવટે જાણે મરૂંમરૂં થઇ ગયો. ત્યારે પાણીમાં એક સરોડું (ઘાસનો દાંડો) તણાતું જોયું, તેને વળગી પડયો. ખુબ જોરથી વળગ્યો. પછી તો શું થયું, તે કોણ જાણે. કેમકે એને તો જરા બી ભાન નહોતું.

જ્યારે આંખ ઉઘાડી ત્યારે જુએ છે તો ઝગઝગાટ તડકો પડયો છે. એક બાગમાંના એક રસ્તા પર પોતે પડયો છે. પાસેજ પેલું સરોડું છે. આખું શરીર ખુબ દુઃખે છે. પણ પાસેજ એક છોકરો ને છોકરી ઉભાં છે. છોકરો કહે છે: પીલાં, પીલાં! જો આ મુએલો નોળીયો! ચાલ, એને

તાપણામાં નાંખી આવીએ. આ લાકડીથી ઘસડીએ.

એટલામાં દૂરથી કોઇનો અવાજ સંભળાયો: ના, ના, જમશુ! એવું તે શું



તોફાન ? ચાલ, ઘરમાં આવ. શરદીમાં બહાર કેમ ફરે છે ?

જમસેદ બોલ્યો: માંયજી, આ એક નોળીયો

અહિં પડયો છે. આ આ! એ તો જીવે છે. જુઓ, હાલ્યો, હાલ્યો!

(૨)

જમસેદનાં માંયજી બોલ્યાં: લાવ, લાવ, એને અહિં લાવ. એને શરદી થઇ ગઇ હશે. જરા શેકાશે એટલે પાછો હાલતો ચાલતો થઇ જશે. એને લાવીને શગડી પાસે મૂક.

જમસુને તો જોઇતું જ હતું ને! તે ભાઇએ તો રિક્કિ–ટિક્કિને લાકડીથી ખસેડવા માંડયો. રિક્કિનું તો આખું અંગ ઠંડીથી ઠરી ગયેલું. ચાલેય શી રીતે? એટલે લાકડીએ ઘસડાતો ચાલ્યો.

એમ ને એમ એ ઓટલા પાસે આવ્યો. ત્યાં તો એક મોટી ફુંડવાળા માણસે એને હાથ પર લઇ લીધો. ઉંચો કરીને બરાબર જોયો. ને પછી બોલ્યો: એ કંઇ મરી નથી ગયો. જીવતો છે. શરદીથી દમ બંધ થઇ ગયો હશે.



પછી બધાં શગડી પાસે ગયાં. શગડીથી થોડે આઘે રિક્કિને મૂક્યો. પછી જમસેદ ઘરમાંથી એક ચાદરનો ટુકડો ખોળી લાવ્યો. તે તપાવી તપાવીને એણે રિક્કિના ડીલ પર લગાડવા માંડ્યો. એટલે થોડીવારે એ નાનકડે નોળીયે આંખ ઉઘાડી




ને એક મોટું બગાસું ખાધું.

એટલે પેલા મોટા કદાવર માણુસે કહ્યું: જેજે, સાચવજો, એ બ્હી ન પડે. જુઓ તો ખરા, એ શું કરે છે?

(૩)

એ કદાવર માણસ તે નસરવાનજી શેઠ. આ બંગલામાં તેવણુ હવા ખાવા આવેલા. જમસેદ ને પીલ્લાં ને સોરાબ એનાંજ છોકરાં. તેમણેજ બધાંને કહ્યું કે રિક્કિને ડરાવતા ના.

પણ નાનકડો નોળીયો થોડોજ બ્હી જાય એવો હતો? તેને તો નવું નવું જાણવાજોવાની ઘણીજ હોંશ. એ તો ભારે ચંચળ. એક મિનિટ ઠરીઠામ ન રહેવાય. એને તો બસ ઠેકડા ને કૂદકા મારવા જોઇયે. ભાન આવતાંજ એણે તો ઓરડામાં દોડાદોડ કરવા માંડી. કબાટ નીચે શું છે તે જોઇ આવ્યો. પેટીની પાછળની બખોલની તપાસ લીધી.

એક ખુણે થોડું સૂકું ઘાસ પડયું હતું તે ખાવાની ખટપટ કરી જોઇ. પછી ફડાક દઇને માર્યો કૂદકો તે ટેબલ ઉપર. ટેબલ પર ચકરડું ફરીને પાછો નીચે. પછી જરા ડીલ ફફડાવી વાળ છૂટા કર્યા. ને પછી જે ઠેકડો માર્યો તે એક છોકરાને ખભેજ






જઇને બેઠા—ભલોને, એ રિકિક–ટિકિક યે ?

નહિ ઓળખ, નહિ પિછાન, તોયે લોકોને ખભે જઇને બેસે !

નસરવાનજી શેઠ કહેઃ ડરતો ના, સોલી, એ તો તારી સાથે લાડ કરે છે. તને હેત બતાવે છે. ક્કરડવાનો નથી.

પણ સોલી તો નાનકડો. એને એ ફાવે ? તે કકળી ઉઠયોઃ ઓ ઓ ઓ ! એ તો મારા કાન સુંઘે છે—મારી દાઢી ચાટે છે.

પણ રિકિક–ટિકિકએ સોલીને દુઃખ ન દીધું. તેના માથા સાથે જરા ગેલ કરી એ તો પાછો ટેબલ પર ગયો. અને ત્યાં બેસી ટેબલના હાથા સાથે નાક ઘસવા લાગ્યો. એને ખંજવાળ આવે ત્યારે બિચારો બીજું કરે બી શું ?

માંયજી બોલ્યાંઃ જોઇ લ્યો. કોણ એને જંગલી કહેશે ? કેવો ખાસ્સો ખંજવાળે છે ? અરે, આપણે

એને જતનથો જાળવીએ તો મજાનો ખીલી આવે. જુઓને, આપણે એને બચાવ્યો તેથી જાણે આભાર માને છે! વાહ વાહ!

શેઠ કહે: કોણ જાણે? બધા નોળીયા કંઇ એવા આવતા હશે? સોલી એની પુંછડી ન તાણે કે એને પાંજરે ન પૂરે, તો તો એ આખો દહાડો ઘરમાં કૂદાજ કરે. અરે, પણ કંઇક ખાવાનું તો આણો. જોઇએ, એ ખાય છે?

પીલાં એક રકાબીમાં થોડો ભાત લાવી. પછી તો રિક્કિના હરખનું પૂછવુંજ શું? એ તો ભાત ચપ ચપ ખાઇ ગયો. ભાત ખાઇને એ બહાર તડકામાં જઇ બેઠો. વાળ બધા સુકવ્યા. હવે એની તબીયત અચ્છી બનેલી દેખાતી હતી.

રિક્કિ મનમાં કહે: ઓહોહો! આ તો બધું નવું નવું! ઘેર રહેતે તો કંઇ આવું જોવાજાણ-વાનું મળતે? ના રે ના! આખી જીંદગીમાં યે

નહિ ને! અહિં તો બધું નવું નવું દેખાય છે.

(૪)

એ દહાડે તો રિક્કિએ ઘરમાં ફર્યાં કીધું. એક વાર નહાવાના પાણીની કુંડીમાં કૂદકો માર્યો. તેમાં ડૂબતોજ બચ્યો, કહોને! ટેબલ પરના ખડીયાને ઉથલાવી શાહી ઢોળી, ને ડીલે લપેડા કર્યા. ભૈયાજીની સળગતી બીડીને તાણી ગયો, તે કચરાની ટોપલીમાં. બધું સળગતું બચ્યું. એવાં કંઇ કંઈ રિકિકનાં તોફાન! સાંજે નોકરોની ઓરડીમાં પેઠો. ત્યાં દીવાબત્તી થતાં હતાં, તે જોવાનેજ ગયો હશે. પછી પથારી પર સોલી સૂતેલો, તેની સોડમાં જઇને ભરાયો. ભાઇને ઉંઘ તો આવેજ શાની? આખી રાત એમ ને એમ કૂદ્યાં કીધું. જરાક કશો શબ્દ થયો કે રિકિકભાઇ ત્યાં પહોંચ્યાજ છેને! રાત્રે સૂવા જતાં પહેલાં નસરવાનજી શેઠ ને માંયજીએ જોયું તો ભાઇ સોલીના માથા આગળ




ઝગઝગતી આંખે બેઠેલા! આંખમાં ઉંઘ તો હોયજ શાની?

માંયજી કહે: ભાઈ, આ તો મને ઠીક નથી લાગતું. વખતે બચ્ચાંને કરડોબરડી તો નહિ બેસે?

શેઠ કહે: ના, ના. નહિ કરડે. એ તો ચોકી કરશે, સોલીની ચોકી. એની ચોકી વળી સૌથી સારી. સાપ બાપનો ભો તો નહિ. વખતે કદિ ખાટલાને પાયે ચઢેબઢે–

માંયજીએ તેમને બોલતા અટકાવી દીધા ને કહ્યું: જાવ, જાવ. એવું ના બોલો.

(૫)

સ્હવાર પડી. રિકિકભાઇ સોલીની ખાંધે ચઢી ઓટલે પધાર્યા. બધાં ચાદૂધ પીવા બેઠાં ત્યારે એણે આંટા માર્યા કીધા. એમ તો એની માએ એને વિવેક શીખવેલો તો!

પછી ભાઇ ઉપડ્યા તે બગીચો જોવાને. બં-



ગલાની આસપાસ બગીચો. ભારે લાંબો ને પહોળો. પણ તેમાં બરાબર તજવીજ ન મળે. ઝાડપાનની ચોકસ ગોઠવણ નહિ. ક્યાંક ગુલાબના છોડ, બીજે વળી લીંબુના ઝાડ, કોઇક સ્થળે દાડમડી તો બીજે વળી મોટું મોટું ઘાસજ ઉગેલું. કેટલાક ભાગમાં તો કાંટાજ કાંટા. નકામા વેલા પણ ઘણા, તે ગમે તેમ ઉગી નીકળેલા.

પણ રિકિકભાઇને એ ઠીક મઝા લાગી. એને થયું: અહિં શિકાર અચ્છો મળશે. જાણે મ્હોંમાં પાણી છૂટયું! એણે તો પુંછડી ફફડાવી ને જાણે નાચ કર્યો. બાગમાં દોડમદોડ કરીને વચ્ચે વચ્ચે ઉભા રહી ઘાસ સુંઘવા માંડયું. એટલામાં એને કાને અવાજ સંભળાયો. જાણે કોઇ દુઃખિયારાંનો અવાજ ઝાડપાલામાંથી આવતો હતો. ચકલો ને ચકલી. એક ડાળી પર માળો બાંધેલો. માળાની પાસે બહારથી બેસી બંને જણાં ધીરે સાદે રડે.

એમનો માળો પવનને ઝપાટે ડોલે ને હાલે.



રિક્કિએ ઉંચું જોયું. ચકલો ચકલી નજરે પડ્યાં. રડતાં જોયાં. તરત પૂછયું: કેમ, રડો છો શાને ?

ચકલો કહે: અરે ભાઇ, અમારૂં દુ:ખ તે શું




કહીએ ? આ કાલેજ એક બચ્ચું માળા પરથી નીચે પડ્યું. બચ્ચાને કંઇ ઉડતાં આવડે ? તે નાગ આવીને ભરખી ગયો.

જાણે બડો સમજુ હોય તેમ રિકિકએ ડાકું ધુણાવ્યું: હુંઉંઉંઉં ! એ તો ભારે પીડા. હું તો પરદેશી છું, મને અહિંની શી ખબર પડે ? પણ વારૂ, આ નાગ કહો છો તે કોણ છે ?

ત્યાં તો ચકલો ને ચકલી બંને માળામાં પેંસી ગયા. કશો જવાબ ન દીધો. પણ ઝાડીના મૂળમાં ઘાસની અંદરથી એક 'હિસ્સ' અવાજ સંભળાયો. રિકિક કૂદકો મારી પાછો હઠયો. ધીરે ધીરે ઘાસની નીચેથી ડોલતું ડોલતું નાગનું માથું નીકળ્યું !—જબરો, કાળો ઝેરીલો નાગ ! ચારેક હાથ લાંબો હશે. જમીન પરથી શરીર ઉંચકી તે ડોલવા લાગ્યો. જાણે પવનઝપાટે છોડ હાલ્યો ! એની ડંખીલી આંખ એણે રિકિક પર નાંખી.

નાગ ગમે તેવો ભોળો હોય તો યે શું, નાગ જેવો નાગ!

(૬)

એ બોલ્યો: એ કોણ પૂછતું'તું ? નાગની ઓળખ કોને જોઇએ ?—આ રહ્યો હું, કાળો નાગ. ઘણા વરસો પર બ્રહ્મા ઉંઘતા'તા ત્યારે મારા વડવાએ તેમના પર છત્તર ધરેલું. ત્યારથી એણે અમારી ફેણ પર પોતાની છાપ મારી છે. સૌ જાનવરમાં અમે ઉંચા. જો, ને તારા દિલમાં ડર રાખ.

ધીમે ધીમે એની ફેણ પહોળી થવા લાગી, ને તે પર રૂપાળું ચીતરામણ દેખાયું. રિકિકને સહેજ બ્હીક લાગી. પણ સહેજજ, વધારે નહિ. બ્હીએ તે તે વળી નોળીયો કહેવાય ? જીવતો નાગ તો રિકિકએ કદિ ન જોયેલો. પણ એની માએ આણેલા મુએલા નાગના ટુકડાની ઉજાણી ઘણી વાર કરેલી. એ આછુંઆછું જાણે કે નાગને મારવો ને




ખાવો એ તો નોળિયાનુંજ કામ ! એનું જીવતર જ એ વાસ્તે. ને એ વાત નાગ બી ક્યાં નહોતો જાણતો? એની છાતીમાં બી જરા ગભરાટ હતોસ્તો!

રિક્કિએ પોતાનું પુંછડું ફુલાવ્યું. પછી બોલ્યો: એ છાનબાપની વાત તો ઠીક છે. આ વાત કરને, કે માળામાંથી પડેલા કુમળાં બચ્ચાંને મારી ખાવા એ કંઈ ભલાઇનું કામ છે?

નાગ મનમાં કંઇ કંઇ વિચાર કરતો હતો. એની નજર રિક્કિની પાછળના ઘાસના નાનકડા ઢગલા પર હતી. બાગમાં એક નોળીયો બી આવે, એટલે મારા ને મારાં છૈયાં છોકરાંના ભોગ મળ્યા, એમ એ સારી પેઠે જાણે. પછી આજે કે મહિનો રહીને. રિક્કિ બીજે જાય તો સારૂં, એમ એ વિચારી રહ્યો હતો. પછી ફેણ જરા નમાવી એ બોલ્યો: ઠીક, ચાલ, વાતો કરીએ. તું ઈંડાં નથી ખાઈ જતો? પછી હું કેમ બચ્ચાં ન ખાઉં?




એમાં શો ગુન્હો થયો?

એટલામાં ચકલો ચીચીયારી પાડી ઉઠયો: રિક્કિ—ટિક્કિ, પાછળ જો, પાછળ! રિક્કિ તો ઉસ્તાદ હતોને? એ ઇશારો સમજી ગયો. એણે ફડાફ દઇ પાછળ લાંબો કૂદકો માર્યો, ને જોયું તો પહેલાં એ હતો ત્યાં બરાબર એની પાછળજ, નાગની વહુ નાગણ ટાંપીને ઉભેલી; તેણે હૂઉસ કરીને માથું ઉંચું કર્યું. શિકાર છટકી ગયાથી તે ભારે ગુસ્સે થઇ ને હુસહુસ કરવા લાગી. રિક્કિ લગભગ તેની પીઠ પરજ ઠેકડો મારી પડેલો. એ બિચારો તો નાનકડો નોળીયો! એને શી ખબર, કે એક બચકું ભરી દીધું હોત, તો નાગણની પીઠ ભાંગી જાત? તેને નાગણ બીજો ઝપેટો મારે એવો ડર લાગ્યો. તો બી સહેજ દાંત મારી એ નાઠો. નાગણને લોહી નીકળ્યું. તેથી એ ભારે ખિજાઇ.

ઝાડ પરના માળા તરફ ફૂંફાડો મારી નાગ ધુરકયો ને બોલ્યોઃ યાદ રાખજે, લુચ્ચા ચકલા!

પણ ચકલા ચકલીનો માળો ઉંચે હતો. નાગથી ત્યાં પહોંચાય એવું નહોતું. એટલે એ ધુરકિયાં ફોગટ હતાં. ચકલીનો માળો પવને ઝોલ્લાં ખાતો હતો.

રિક્કિની આંખો લાલચોળ થઇ ઉઠી. નોળીયો ગુસ્સે થાય, ત્યારે એની આંખો રાતી થવાની. પોતાની પુંછડી અને પાછલા પગો પર એ બેઠો, ને ગુસ્સાભેર ચોમેર જોવા લાગ્યો. જાણે કાંગારૂ*જ ન હોય! નાગ નાગણ તો ઘાસમાં ગેબ થઇ ગયાં. રિક્કિને કંઇ તેનો પીછો નહોતો લેવો. એકલા એકલા કંઇ એ બંનેની સામે થવાય? કોણ જાણે? એટલે એ ભાઈ તો ઘરની પાસે જઇને

---

* કાંગારૂ નામનું મોટું જાનવર ઓસ્ટ્રેલીયામાં થાય છે. તેનો ઘાટ નોળીયાને ખૂબ મળતો આવે છે.




પાકા રસ્તા પર બેઠા, ને જાતજાતના મનસૂબા કરવા લાગ્યા.

(૭)

વાત તો ભારે ખરી. નાગ નોળીયાની લઢાઇ થાય ત્યારે નોળીયાની જીત થાય, પણ ક્યારે? એની નજર અચૂક ને એના પગ તેજી હોય ત્યારે. નાગનો ડંખ ને નોળીયાનો કૂદકો. જ્યારે નાગ ફુંફાડો મારે ત્યારે એનો રોક જોઇ લેવો! એટલે સ્તો સાપ નોળીયાની લઢાઇ અજબ જેવી ગણાય છે.

રિક્કિ જાણે કે હું તો બચુકલો છું. તોયે નાગણનો પાછલો ઘા ચુકાવ્યો તેથી એનો હરખ માતો નહોતો! નાનો નાનો તો બી કંઇક 'છુ' એમ એને નક્કી લાગ્યું.

એટલામાં સોલી આવતો દેખાયો. એ જોઇ રિક્કિને જરા લાડ કરવાનું મન થયું. સોલી




એની પાસેજ આવતો હતો. સોલી નીચો વળવા જાય છે, ત્યાં ધુળમાં કંઈ કરકરકર અવાજ સંભળાયો. એટલામાં કોઇ બોલ્યું: જોજે! એ તો ધુળેટિયો સાપ છે. ધુળ જેવો ધોળો. રસ્તાપરની ધુળમાં એ સુઈ રહે. નાનો નાનો, પણ ઝેરી બહુજ. એ નાનો તેથી એને કોઇ ગણે નહિ. પણ તેથીસ્તો એ માણસોને બહુ હેરાન કરે.

રિક્કિકની આંખ ફરી લાલ થઇ. ઠેકડે કુદકે એ પેલા સાપ પાસે દોડી ગયો. નોળીયાને દોડતાં સરસ આવડે. સાપના દુશ્મનથી નહિ તો જીવાય બી કેમ? સાપ સાથે લડવામાં એ તો બહુ જરૂરી, હોં!

રિક્કિને ખબર નહિ કે નાગ કરતાં બી ધુળેટિયો સાપ ખોટો. એ હોય નાનો, એટલે એને કુદવું પણ સહેલ. એને ફરવું પણ સહેલ. એના માથા પર પાછળથી બચકું ભરાય તો જ જીત, નહિ તો




એ આંખ કે હોઠ પર ડંખ દઇ દે. રિક્કિને એ બધું ખબર નહોતું. એની આંખો રાતી ચોળ, ફક્ત બચકું ભરવાને કોઇ સારી જગા ખોળે. ધુળેટિયો સાપ સામેથી ડંખવા ગયો. ત્યાં તો રિક્કિએ કુદકો માર્યો તે પડયો એના ડીલ પર. નાસવા જતાં ધુળેટિયાનું માથું રિક્કિના મ્હોં સાથે ઘસાયું. ચડપ્ દઇને રિક્કિએ બચકું ભર્યું. ધુળેટિયો લોહીલુહાણ !

એક મિનિટમાં બધું બની ગયું. સોલી તો કુદી ઉઠયો. તેણે તો ચીસ પાડી: ઓ માંયજી, ઓ માંયજી ! જુઓ આપણા નોળીયાએ સાપ માર્યો !

હં હં હં ! કરતાં માંયજી ચીસ પાડતાં દોડી આવ્યાં ને નસરવાનજી શેઠ લાકડી લઇને કુદી આવ્યા. પણ તે આવે તે પહેલાં તો રિક્કિએ એક બીજુ બચકું ભરી સાપને પૂરો કરેલો. પછી તેની પીઠ પર ચઢયો ને તેને કચડી માર્યો.




પછી તો એણે પુંછડા તરફથી એને ખાવા માંડયો. નોળીયાને તો એ ભાવતું ભોજન. પણ થોડું ખાતાં તેને થયું, હવે બસ; વધારે ખાવાથી દોડાય નહિ ને કુદાય નહિ ને પછી તો આ બાગમાં રહેવાય પણ ક્યાંથી? આ બાગમાં તો મજબુત ને ચપળ હોય તો રહેવાય. ખાધા પછી એ તો ધુળમાં ખુબ આળોટયો. નસરવાનજી શેઠ મુએલા સાપને બે ચાર ઝપેટા લગાવ્યા. રિક્કિ મનમાં હસ્યો: હવે એ શી ગડબડ? મેં સાવ નિકાલ તો કરી દીધો છે!

એટલામાં તો માંયજીએ આવી રિક્કિને ઉંચકી લીધો ને છાતી સરસો દાબ્યો: દીકરા રે! તારા વિના સોલીને કોણ બચાવત?

નસરવાનજી શેઠ બોલ્યા: ઠીક થયું. આપણને એ સારો કામ આવશે.

સોલી તો સાપને જોઇ જ રહ્યો. રિક્કિને ભારે




મઝા પડી. માંયજી પોતાને આટલાં લાડ કેમ લડાવે છે એ એને ન સમજાયું. ધૂળમાં આળોટયો તેથી? સોલી ધૂળમાં આળોટે તો? એવા કંઇ કંઇ વિચાર એને આવ્યા!

(૮)

રાત્રે બધા ખાવા બેઠા. રિક્કિ બધાના ભાણાની આસેપાસે ફર્યા કરે. સૌ એને ખાવાનું નાંખે. અચ્છી અચ્છી વાનીઓ. એ ખાવા તો જાય, પણ ત્યાં તો એને નાગનાગણ સાંભરે. માંયજી એને લાડ લડાવે. સોલીની ખાંધ પર ચઢીને બી એ કૂદે. પણ વચ્ચે વચ્ચે એની આંખો લાલચોળ થાય ને પાછો જાણે લઢવા નીકળ્યો હોય તેમ એ પોકારી ઉઠે–રિક્ ટિક્ રિક્કિ ટિક્કિ, ચક્!

પછી સોલી એને લઇને સૂવા ગયો. પોતાના માથા આગળ એને સૂવાડયો. રિક્કિ ગુપચુપ સૂઇ રહ્યો. પણ સોલી ઉંઘ્યો કે એ ભાઇ ઉઠયા,

—ઘરમાં ચોકી કરવા. ઘરમાં ફરવું. બધું જોવું. ચોકસ રહેવું. એવો મનસૂબો કરી ભાઇ ફરવા નીકળ્યા. દિવાલની ધારેધારે ફરતાં ફરતાં અથડાયા એક છછુંદર સાથે.

બિચારૂં છછુંદરૂં, નાનકડું જાનવર. આખી રાત કિચકિચ કરે, ને દિવાલની ધારે ફરે. ઘરમાં જવા વિચાર કરે, પણ હિંમત જ ક્યાંથી લાવે?

ધક્કો લાગતાં છછુંદર ગભરાઇને રડમસ થઇ ગયું. તે કહે: મારતો ના! મારતો ના! નોળીયા ભાઇ, મને ગરીબને મારતો ના.

રિક્કિભાઇ જરા તોછડાઇથી બોલ્યા: એંહ, તને મારે? સાપનો મારનારો વળી તારા જેવા છુંછલા પાછળ હાથ ખરડે?

છછુંદર જરા હસ્યું: ભાઇ, પણ તું સાપને મારે, તો સાપ તને મારે! કોણ જાણે, અંધારામાં તું છે જાણી મને નાગ મારી ન બેસે તો સારૂં!




રિકિક કહે: ના, ના. એમ તે બને? નાગ તો બાગમાં રહે છે. તું કયાં ત્યાં જાય છે?

મારો મશિયાઇ ભાઇ ઉંદર મને કહેતો'તો–છછુંદર એટલું બોલી અટકી ગયું.

શુંઉં? શુંઉં?

ના, ના! ચૂપ. નાગ સાંભળી જશે. ઉંદરની સાથે તમે બી વાત કરી હશે ને?

ના, મારે વાત નથી થઇ. ચાલ, ઝટપટ બોલ, એ શું કહેતો હતો? નહિ તો એક બચકું ભરીશ.

છછુંદર તો એકદમ બેસી પડી રડવા લાગ્યું. તેની આંખમાંથી ડબડબ આંસુ પડયાં. હાંફતાં હાંફતાં તે કહે: હું તો ગરીબડું પ્રાણી. માણસના ઘરમાં પેંસવા જેટલી બી તો મારી હિંમત નહિ. તમને શું કહું? ન કહું એ જ ઠીક. જુઓ, સંભળાય છે?

રિકિકએ કાન માંડયા. ઘર બધું શાંત હતું.




પણ એને કંઇક સરસર અવાજ આવતો લાગ્યો. જાણે કંઇ પેટ ઘસડતું પ્રાણી ખસતું હોય! અવાજ સાપનું પેટ ઘસડાવાનો જ હતો.

(૯)

રિક્કિ મનમાં બોલ્યો: હં! હં! સમજાયું. એ ક્યાં તો નાગ હશે કે નાગણ. નહાવાની ઓરડીમાં નળવાટે પેસે છે. ઉંદરની સાથે વાત થઇ હોત તો ઠીક પડત.

ધીમે ધીમે એ નહાવાની ઓરડીમાં જઇ ખડો થયો. નહાવાની ઓરડીને ચૂનો કરેલો. નીચેની એક ઇંટમાં બાકું પાડી પાણી જવાનો નળ બેસાડેલો. નળ પહોળો હતો. નળ પાસે બહાર ચાંદરણામાં નાગ ને નાગણ વાતો કરે. રિક્કિએ ગુપચૂપ કાન માંડ્યા.

નાગણ બોલી: ઘરમાં કોઇ હશે નહિ, ત્યારે એ ચાલ્યો જશે. તે વેળા બાગમાં આપણું જ રાજ

ચાલશેને ? માટે ગુપચૂપ અંદર પેંસો. જે મોટા માણસે ધોળા સાપને માર્યો તેને સૌથી પહેલો ડંખ મારો. પછી બહાર આવી મને કહો, એટલે બંને મળી એ નોળકાનો કોળીયો કરી જઇશું.

નાગે પૂછ્યું: પણ માણસને માર્યાથી શો ફાયદો ?

નાગણ બોલી: કેમ વળી ? લાભ પૂરો–સોળ આનાનો. જ્યારે બંગલો ખાલી હતો, ત્યારે બાગમાં કીદા'ડે નોળીયો હતો ? બંગલો ખાલી રહેશે, ત્યાં સુધી આપણુંજ રાજ. વળી જુવારના ખેતરમાં આપણાં ઇંડાં ફુટે ત્યારે બચ્ચાંને બી શાન્તિ રહેશે. એ તો કાલે બી ફુટે. તેને પાછું રહેવાને એકાદું સારૂં ઠેકાણું જોઇશે ને ?

નાગ બોલ્યો: હા, એ ઠીક વાત કહી. મને યાદ નહોતું. ચાલ ત્યારે; પણ હં, નોળીયાને મારવાની કંઇ જરૂર ? પેલી બાઇ છે તેને ડંખું,

ને બને તો છોકરાને બી, ને પછી આવતો રહું. એટલે બંગલો ખાલી થશે, ને નોળકો પણ જશે.

આ વાતચીત સાંભળી રિક્કિને આખે ડીલે ઝાળ લાગી. એટલામાં મોરી વાટે નાગનું માથું અંદર આવ્યું, ઉંચું થયું, ને ધીમે ધીમે એનું ચાર હાથ લાંબું કાળું ઠંડું શરીર ! રિક્કિને ગુસ્સો ભારે હતો. પણ એ ભયંકર નાગ જોઇ તે જરા ગભરાયો બી ખરો. નાગ કુંડાળું વળી થોડીવાર ઉભો રહ્યો, ને પછી ધીમે ધીમે અંધારે રસ્તો ખોળતો ચાલવા લાગ્યો. તેની બે આંખો ચમક ચમક થતી રિક્કિએ જોઇ.

એણે વિચાર્યું: એને અહિં મારૂં તો નાગણ દોડી આવશે. ખુલ્લી જગામાં લઢું તો લઢવું ભારી પડશે. હવે શું કરૂં ?

નાગ ડોલમડોલ થતો હતો. પછી પચપચ-પચપચ શબ્દ સંભળાયો. રિક્કિ સમજ્યો: હં !




પેલા મોટા ઘડામાંથી નાગ પાણી પીએ છે.

નાગ મનમાં ને મનમાં બોલ્યો: હં, પેલા ધૂળેટિયાને માર્યો ત્યારે ઘરધણી પાસે લાકડી હતી. હજુયે લાકડી તો હશે, પણ સ્હવારે મ્હોં ધોવા અહિં આવશે, તે વેળા લાકડી નહિ લાવે. ત્યાં સુધી એની રાહ અહિં જોઉં.

પછી જરા મોટેથી કહે: સાંભળોછ્ કે નાગણુ-રાણી, સ્હવાર સુધી હું અહિંજ બેઠો છું.

બહારથી જવાબ ન આવ્યો. રિક્કિ સમજ્યો કે નાગણ ચાલી ગઇ છે. નાગ ઘડાની આસપાસ ગુંચળું વિંટળાઇ બેઠો. રિક્કિ તો પડીજ રહ્યો–જાણે મડદું ન હોય, તેમ.

(૧૦)

એમ ને એમ કલાક ગયો. પછી રિક્કિ જરા ટટાર થયો. ધીરેથીજ, અવાજ વિના, એણે ઘડા ભણી ચાલવા માંડ્યું. નાગ ઉંઘતો હતો. રિક્કિએ

નજર નાંખી, કે બચકું ક્યાંથી ભરવું ?

એ મનમાં બોલ્યો: પહેલે કૂદકે એની પીઠ ન ભાંગે તો તો લઢવું પડે; ને લઢવું કંઇ સહેલ નથી. ફેણની નીચેનો ભાગ તો બહુ મોટો છે, ત્યાં બચકું ભરવું મુશ્કેલ. ને પુંછડે બચકું ભરૂં તો તો એ જાગીને કૂદી ઉઠે.

છેવટે નક્કી કર્યું કે માથા પર જ બચકું ભરવું, ને એકવાર માથું લાગમાં આવ્યું, કે પછી છોડેજ કોણ ?

માર્યો ઠેકડો. નાગનું માથું ઘડાથી થોડે દૂર જમીન પર હતું. તેના પર દાંત મારી એ માથા પર જ ચઢી બેઠો. એક મિનિટ એને મળી. તેમાં એણે પોતાનું કામ કર્યું. પછી તો જેમ કુતરો ઉંદરને ઉછાળે, તેમ નાગ ઉછળવા લાગ્યો ને રિક્કિને ઉછાળવા લાગ્યો. આમ ઝપેટા મારે, તેમ ઝપેટા મારે; પણ રિક્કિ માથું છોડે શાનો ? એની આંખો

લાલચોળ થઈ. એના ડોલ
પર નાગની પુંછડીના ખુબ
સપાટા પડવા લાગ્યા—જાણે
બળદને ડીલે ચાબુકના ઝ-






પાટા. પણ એ તો ચોંટેલો જ રહ્યો. એણે માથું ન છોડયું. ત્રાંબાનો લોટો એ બેની લઢવાડમાં ગબડી ગયો. સાબુદાન ઉડીને દૂર પડયું. ને ત્રાંબાકુંડી બી ખડખડવા લાગી. પણ રિકિકને થયું, આમ તે કેટલાક ઝપેટા ખાવા? એણે દાંત સખત ભીડાવ્યા. મરીશ, પણ દાંત ઢીલા નહિ કરૂં. રિકિકને ખુબ વાગેલું—ખુબ વાગતું હતું. એનું આખું ડીલ દુ:ખતું હતું. જાણે હાથપગ હમણાં તૂટી પડશે. એટલામાં ફડાકતડાક્ એવો અવાજ સંભળાયો—બરાબર પાછળથી. પછી કોઈક લાકડી વડે એને ઘસડી કાઢયો. એ પડયો ને બેભાન થઇ ગયો. એનું આખું શરીર બળતું હતું.

ત્રાંબાકુંડી ખખડવાથી નસરવાનજી શેઠ જાગી ઉઠેલા. એમની ઉંઘ નહિ તો બી કૂતરા જેવીજ. જરા અવાજે જાગી ઉઠે. લાઠી લઇને નહાવાની ઓરડીમાં તે દોડયા. એક બે ઝપાટે નાગને પૂરો

કર્યો ને પછી રિકિકને લાકડી વડે ખસેડી નાખ્યો.

આંખ મીંચીને રિકિક પડી રહ્યો. એને લાગ્યું: જાણે હું મરી ગયો. પણ એટલામાં તો એને કોઇકે ઉંચકયો ને બોલ સંભળાયા: સાંભળ્યું કે? આ નોળીયે ફરી આપણા સૌના જીવ બચાવ્યા. નાનકડો નોળીયો, પણ કેવો બહાદુર!

માંયજી ત્યાં આવી પ્હોંચ્યાં. આવો મોટો નાગ પડેલો જોઇ તેમનાથી તો અરરરર થઇ ગયું. નાગની દશા એમણે જોઈ. તે પણ બોલ્યાં: ઓ બાપ રે! આ ઘરમાં આવો સાપ!

રિકિકને છૂટો મૂક્યો. તે ધીરે ધીરે સોલીની પથારી પાસે ગયો ને બહારજ પડી રહ્યો. વચ્ચે વચ્ચે એ આળસ મરડે ને ખાતરી કરે કે ના, હું જીવતો છું!

(૧૧)

સ્હવારે એ જાગ્યો. એનું ડીલ આખું દુઃખતું




હતું. તોયે શું? એના હરખનો પાર નહોતો. નાગને માર્યો, એ કંઇ જે તે કર્યું? પણ હવે?

હવે નાગણ સાથે લઢવું પડશે, એ એને સાંભર્યું. એક નાગણ પાંચ નાગથી બી ભારે. ને પાછાં પેલાં એનાં ઇંડાં? તેની ખબર લેવાની હતી. તે ક્યારે ફુટે એની શી ખબર? ચાલો, ચાલો ચકલાભાઇને જઇને વાત તો કરીએ.

એમ ધારી, કંઇ ખાધા કર્યા વિના રિકિક-ભાઈ તો દોડયા પેલા ઝાડ પાસે. ત્યાં તો ચકલીની ચીચીયારીથી બધો શોર મચી ગયેલો. ચકલીનો હરખ માતો નહોતો. નાગ મુઓ છે એ ખબર આખા બાગમાં ફરી વળેલી. કેમકે ભંગીયણને તેના કકરા લઇ જતી બધાંએ જોઇ હતી.

રિકિકને ગુસ્સો ચઢયો: અલ્યાં મુરખાંઓ! એમ ગાવા શું મંડી પડયાં? આ તે ગાવાનો વખત છે?




પણ સાંભળે કોણુ ? ચકલો તો ગાવા લાગ્યો:

નાગ મૂઓ રે નાગ મૂઓ
હવે તો સરવે સુખે સૂઓ
રિક્કિભાઇની બહાદુરી
રિક્કિભાઈની બલિહારી
નાગ મૂઓ રે નાગ મૂઓ
હવે તો સરવે સુખે સુઓ

રિક્કિએ તો ભરિયું બચકું
શેઠ મારી લાઠી
નાગભાઈ તો ઠાર થયા ને
નાગણુ જાશે નાઠી.

હવે મારાં બચ્ચાં ને મારશે તે કોણુ ?
હવે મારાં કીકલાંને ખાશે તે કોણુ ?

આવોરે ભાઇઓ તાળી આપો
નાચો કૂદો ને સ્વર આલાપો
નાગ મૂઓ રે નાગ મૂઓ.

ચોમેર બરાબર નજર કરી રિક્કિ બોલ્યો: અલ્યા, હવે જરા મુંગો રહેશે ?....પછી ધીમેથી




કહે: એ બધું તો ખરૂં, પણ નાગણ કયાં છે?
પણ ચકલાભાઇ તો સાંભળેજ શેના?—

નહાવાની તો ઓરડીમાં
નાગજીભાઇ ઝટ પેઠા
રિક્કિભાઇએ કરી બહાદુરી
નાંખ્યા એને હેઠા
ઘરવાળાનો પડીયો ફટકો
થયા નાગભાઇ પૂરા
ભંગીયણ તો ટોપલામાં નાંખી
લઈ ગઇ એના ચૂરા

નાગ મૂઓ રે નાગ મૂઓ
હવે સરવે સુખે સૂઓ
રિક્કિભાઇ કેવા શૂરવીર!
એના ગીત ગાઓ સૌ વીર!

રિક્કિભાઇનો જય! રિક્કિભાઇનો જય!

ચકલો તો ગાયન ગાય ને કુદે.

(૧૨)

રિક્કિને ભારે ગુસ્સો ચઢયો. તે કહે: તારા




માળામાં અવાતું નથી, શું કરૂં? અવાય તો હું જ તારા બચ્ચાંની ડોકી મરડું. તને વખત કવખતનું ભાન નથી. હવે જરા છાનો રહે. તું તારે ઉપર મઝા કરે છે. અહિં અમારે કેટલું લઢવું પડે છે તેની શી ખબર? જરા છાનો રહે છાનો.

ચકલો હવે ધીરો પડયો. તે બોલ્યોઃ બહાદુર રિકિકની જે! લ્યો, છાનો રહું. બોલો, શું કહો છો નાગમારજી?

નાગણ ક્યાં છે?

ઓહોહો! મ્હણે રહી. પેલા તબેલાની પાસે મોરી આગળ બેઠી બેઠી રડે છે!

મારા રિક્કિભાઈની જે, રિક્કિભાઈની જે,
એના દાંત ધોળા છે, એના દાંત ધોળા છે.

ચુલામાં જાય મારા દાંત! તું વાત કરને. એ એનાં ઈંડાં ક્યાં રાખે છે?

ઓહો! પેલો મ્હણે કરો છે ને–તેના ઉપર,




આખો દહાડો તડકો રહે છે ત્યાં, ખુણામાં. જુ-વારના ખેતરમાં કેટલાય દહાડાથી ઈંડાં ત્યાં સં-તારેલાં છે.

તેં અત્યાર સુધી મને કહ્યું કેમ નહિ? એટલું ભાન ન મળે! કરાને ખુણે, કેમ?

હા, તે તમે ખાઇ જશો?

ના, ના. ખાય તે શું? જો રે અલ્યા ચકલા, તારામાં અકકલનો છાંટો નથી. લવારો ના કર. જા, તું જુવારને ખેતરે જા. જાણે તારી પાંખ ભાંગી હોય એમ પડી જા ને તરફડીયા ખા. નાગણને તારી પાછળ પાછળ દોડાવ. તે આમ આવશે, એટલે હું ત્યાં જઇશ; સમજ્યો? હમણાં જાઉં તો મને તે જોઇ જાય ને?

ચકલામાં ઝાઝી અકકલ ન મળે; એકી વેળા એકજ વાત સમજે, બીજું નહિ. એ એટલું જાણે કે જેમ મારા ઇંડાંમાંથી બચ્ચાં નીકળે, તેમ



નાગણનું બી. એને પહેલાં તો થયું, કે કુમળાં બચ્ચાંને તે મરાય? પણ એની વહુ જરા હોંશિયાર હતી. ચકલી જાણે કે, નાગનાં ઇંડા એટલે થોડે દહાડે નવા નાગ. એટલે ચકલીબાઇએ તો પોતાનાં બચ્ચાં ચકલાને સોંપ્યાં ને પોતે ફડફડ ઉડી ગયાં. કહેતા ગયાં, કે તારે નાગ મર્યાનું ગીત ગાવું હોય તો ગાજે. પંખી તેમાં શું? ચકલાચકલી માણસ જેવાં જ તો!

તે તરફ જઇ નાગણની સામે થોડે દૂર જઇ ચકલી બાઇ તો પાંખો ફફડાવતાં પડયાં. ચીચીયારીઓ પાડી; ઓ રે બાપરે! મારી પાંખો ભાંગી ગઇ રે! ઓ મારી પાંખો ગઇ! મૂઆ છોકરા, શીદને પથરો નાંખ્યો? મેં તારૂં શું બગાડયું? ઓ રે હવે ઉડાશે તે કેમ રે? એમ ચીસો પાડે ને પાંખો જાણે ભાંગી ગઇ હોય એવો દેખાવ કરે. જાણે મરણતોલ થઇ હોય ને ઉડાતું ન




હોય, તેમ!

નાગણે જોયું, થોડે દૂર ઘાસ પર ચકલી પડી પડી તફડે છે, ને રડે છે. માથું ડોલાવી હૂસ હૂસ કરી તે બોલી: હં! લુચ્ચી, હું ઓળખું છું તને! રિક્કિને મારવા હું દોડી ત્યારે તેંજ એને ચેતાવી દીધેલો. હવે જોઇ લે તારી વલે. ઉભી રહે, લુચ્ચી! એમ કહી એ તો જમીન પર ચાલતી ચકલી તરફ જવા લાગી.

ચકલી તો ચીંચી કરે: ઓ રે, એ પથરો શેણે માર્યો રે! પાંખ ભાંગી રે!

ચાલ, જો તું મરતાં મરતાં જાણજે કે એ પથરો નાંખનારનેય હું સજા કરીશ. આજે રહવારે મારો ધણી મૂઓ, તે સાંજ પડતાં પહેલાં એ ઘરના છોકરાને મારૂં, ત્યારેજ હું નાગણ ખરી.

ચકલીએ ધીમે ધીમે જમીન પર ઘસડાતાં ખસવા માંડયું. તે જોઇ નાગણ બોલી:




હવે નાસીને શું કરશે ? કંઇ પકડાયા વિના રહેવાની છે ! મારા તરફ જોતો ખરી, હમણાં સપાટામાં પકડું, મૂરખી !

પણ ચકલીબાઈ પાકાં હતાં તો ! તે જાણે કે નાગણ તરફ જોયું કે મૂઆ ! એની આંખની ચમક આગળ ઠરીજ જવાય. પછી આગળ ન ખસાય. એ તો પાંખ ફફડાવતાં કૂદતાં રડતાં ઠેકડે ઠેકડે આગળ ચાલ્યાં, નાગણ પાછળ સડસડાટ દોડી.

(૧૩)

બાજુમાંથી રિક્કિને ખબર પડી ગઇ કે નાગણ આગળ ગઇ. ફટ્ દઇને ભાઇ તો તે બાજુ દોડ્યા. જુએ છે તો જુવારના ખેતરમાં ૨૫ ઈંડાં પડ્યાં છે, કરાના ખુણામાં. ઇંડાં પર કોટલું નથી, ધોળી પાતળી ચામડી છે.

રિક્કિ બોલ્યો: ઓહોહો ! ખરે ટાંકણે આવ્યો. એક દહાડો મોડું થયું હોત તો તાલ બગડત.




ઈંડાંની પાતળી ચામડીની અંદર નાના નાના સાપ ગુંચળા વળેલા દેખાયા. ઈંડું ફુટે કે બહાર નીકળે. પછી તો માણસને ય મારે, ને નોળીયાને ય મારે. રિકિકએ તો ટપાટપ ઈંડાંને બચકાં ભરી ભાંગી ફોડી નાંખવા ને બચ્ચાંને કચરી નાંખવા માંડયાં. પાછી ખાતરી કરતો જાય કે કોઇ ફસકી તો નથી ગયું. એમ કરતાં કરતાં ફક્ત ત્રણ ઈંડા બાકી રહ્યાં. રિકિક તો મનમાંને મનમાં ફુલાય. એટલામાં ચકલીનો સાદ સંભળાયો:

આવ રે રિકિક આવ, જલદી આવ, દોડતો આવ, ઉડતો આવ, ફલંગતો આવ ! સત્યાનાશ ! હું નાગણને ઘર ભણી લઇ ગઈ. એ તો લુચ્ચી ઘરમાં પેઠી ! કોઇકને કરડી મારશે.

રિકિકએ બરાબર સાંભળ્યું. તેણે ફડાક દઇને બે ઈંડાં કચરી નાંખ્યાં. ને ત્રીજાને લીધું મ્હોંમાં. એમ કરતોકે એ તો દોડયો. દોટ મૂકી તે ઠેઠ

એટલા પર. ને પછી ઘરમાં. સોલી, જમસેદ ને એમના બાવાજી ટેબલ પર ચ્હા પીવા બેઠેલા. પણ બધાં સડક! બધાંના ચહેરા ધોળા ફક્ક! ન બોલાય, ન ચલાય! સોરાબની ખુરશીથી સહેજ જ દૂર નાગણ ડોલતી બેઠી છે. ગુંચળું વાળ્યું છે. એ સહેજ કૂદે, કે સોલીને ડંખ મારે! સોરાબથી કે કોઈથી નહિ ઉઠાય કે નહિ નસાય! નાગણ બોલે છે:

હં! મોટા માણસે નાગને માર્યો. પણ હવે બધાં બેસી રહેજો. ખસ્યાં તોયે મરશો ને ન ખસો તોયે મરશો. આજે તો ત્રણેને ભરખી ખાઇશ. નાગનું વેર હું ના લઉં તો કોણ લેશે?

સોલી તો બિચારો બેભાન જેવો. એની આંખો એના બાવાજી તરફ! નથી મટમટતી, નથી ફરકતી. બાવાજી બોલ્યા: સોલી, બેસીજ રહેજે. હાલતો ના.

એટલામાં રિક્કિ આવી લાગ્યો. તે બોલ્યો:




નાગણ, પાછી ફર. આવીજા મારી સામે, મેદાનમાં.

પણ નાગણ ન ફરી, આંખ બી ન ફેરવી. એ તો બોલી: વખત આવે સૌ થશે. તારી સાથે પણ હિસાબ કરીશ. હાલ તો જોઇ લે તારા લાડકાના હાલ! જાણે મુડદાંજ થયાં છેને! જરા હલાય છે? હમણાં ડંખી લઉં છું.

રિક્કિ કહે: હવે ડંખી ખાવા વાળી, જરા તારાં ઈંડાં તો જોઇ આવ!

(૧૪)

હું?—નાગણ ચમકી. તેણે મ્હોં ફેરવ્યું. એ-ટલા પર રિક્કિ દેખાયો. તેનાં મ્હોંમાં ઈંડું! ના-ગણને જાણે આખે ડીલે પરસેવો છૂટયો. ગુસ્સાભેર તે બોલી: લાવ, લુચ્ચા, મારૂં ઇંડું.

બંને ઓઠ વચ્ચે ઈંડું મજબૂત ઝાલી રિક્કિ બેસી રહ્યો. તેની આંખો લાલચોળ હતી. તે બોલ્યો: એક ઈંડાની કિંમત જાણે છે? કાળા ના-




ગનું બચ્ચું! ને તેમાંય આ તો છેલ્લું! તારા કુળનું છેલ્લું! બીજાં તો જુવારના ખેતરમાં એ...............કીડીઓ ખાય.

બચ્ચાંની વાત આવી ત્યાં નાગણ સઘળું ભુલી. આ છેલ્લું જ ઈંડું? બસ, બધાં ગયાં! એનું માથું ભમી ગયું. નસરવાનજી શેઠ ચેત્યા. તેમણે ઝડપ મારી સોલીને હાથ પકડી ટેબલ પરથી ખેંચી લીધો. ચ્હાના પ્યાલા રકાબી ગબડી ગયાં. ફડાક્ દઈને ફુટી ગયાં.

રિક્કિને ટાંટીયે જોર આવ્યું. તે બોલ્યો: આવી જા, આવી જા, આવી જા! હવે સોલીને ભો નથી! કાલ રાતે નાગને કોણે ભરખ્યો? એ તો હું! હું! હું!

ચારે પગે ફાળ મારી એ ફરી બોલ્યો: તિડીંગ તિડીંગ તિડીંગ! નાગને મારનારો હું! ઓહો, મને કેટલા ઝપેટા પડયા, પણ બચકું હું છોડું?

હું રિક્કિ ટિક્કિ! મોટા માણસે લાકડી મારી પણ તે પહેલાં તો એ મરી ગયેલો! કોણે માર્યો? મેં—રિક્કિ ટિક્કિ ચક્ચકે! ચાલ, આવી જા, નાગણ! તને તારા નાગ પાસે પહોંચાડી દઉં.

નાગણ ગભરાઇ સોલીને મારવાનો લાગ ગયો. ઈંડું એનું રિક્કિના મ્હોંમાં. તે માથું નમાવી બોલી: ચાલ, રિક્કિ, મારૂં ઈંડું આપી દે. મારૂં છેલ્લું ઈંડું દઇ દે. એટલે ચાલી જાઉં પછી કદીય ન આવું.

હાં હાં હાં! પણ તને જવા જ દે કોણ? એ તો જ્યાં નાગ, ત્યાં જ તું! આવની, અચ્છી રીતે લઢીએ.

રિક્કિની આંખો જાણે ભડભડ સળગે. એ નાગણની આસપાસ નાચે ને ફરે—એટલે દૂર, કે ઝપેટામાં ન અવાય. છતાં નાગણે માર્યો ઠેકડો. રિક્કિ પણ કુદ્યો. એમ બેચાર ઠેકડા માર્યા. ના-




ગણુના ઝપેટા નકામા ગયા. ટેબલ સાથે અથડાયા. રિકિક ગોળ ગોળ ફરે. તેમ તેમ નાગણુ પણુ ફરે. બંને સામસામાં મોંઢાં રાખે.

(૧૫)

એમ કરતાં રિકિક પેલા ઇંડાની વાત ભૂલ્યો. એના મ્હોંમાંથી તે પડી ગયું ને એ દૂર નીકળી ગયો. ફરતાં ફરતાં નાગણુ દોડી તે તરફ, ઇંડું મ્હોંમાં લીધું ને મૂકી દોટ. જાણે તીર છૂટ્યું. જાણે પવન છૂટ્યો. પછી તો આગળ નાગણુ ને પાછળ રિકિક ! નાગણુ જાય પવન વેગે, રિકિક જાણે પાંખે ઉડે ! રિકિક સમજ્યો: જો જવા દીધી તો બધું ધૂળ. નાગણુ ઘાસ તરફ દોડી. ત્યાંથી ઝાડી તરફ ગઇ. ચકલો તો બેઠો બેઠો ગાયાં કરે. પણુ ચકલી એવી મૂરખ નહોતી. નાગણુને દોડતી જતી એણે જોઇ. એણે ઉડીને નાગણુના માથા પર પાંખો ફફડાવી. ચકલો બબુચક. નહિ તો બે મળી ના-




ગણુને ત્યાંજ અટકાવત. પણ ચકલીએ ઠીક કર્યું. નાગણના માથા પર ફફડાટો થાય, ને નાગણ ગભરાય. નાગણ અચકી. સહેજ ઉભી. પાછી દોડી. ત્યાં તો રિકિક આવ્યોજ છે. નાગણ દરમાં પેંઠી. એ દર ઉંદરનું, તેમાં નાગનાગણ બંને રહે. પણ નાગણ પૂરી પેંસે ત્યાં તો રિકિકએ કામ કીધું. નાગણની પુંછડી પકડી લીધી. પછી પાછળ પાછળ પેંસવા ગયો. નાગના દરમાં જવું એટલે શું? નોળીયાથીએ ન બને! દરમાં અંધારૂં ઘોર. રિકિક તો પૂછડું સખત પકડી બેઠો.

(૧૬)

દર પરનું ઘાસ હાલતું નથી, એવું જોઇ ચકલો બોલ્યો: બસ! વીર રિકિક મરાયો! હવે એના રાજીયા ગાઉં. હવે કંઈ નાગણ એને છોડે? એ તો હવે ગયો! હાય રે રિકિક!

ચકલાએ તો જાગે રડવા માંડયું. રડે રડે ને



ગાતો જાય. એમ કરતો કરતો એ નાગણના દર તરફ આવ્યો. ત્યાં તો ઘાસ હાલી ઉઠયું? રિકિકનું મ્હોં બહાર આવ્યું. કાદવવાળું, ધૂળવાળું ગન્દુ ગન્દું! ધીમે ધીમે એ બહાર આવ્યો. ચકલો તો ચમકીને થંભી ગયો! રિકિકએ ડીલ ફફડાવ્યું. વાળ ખંખેર્યા. ધુળ ઉડાડી. બગાસું ખાધું. પછી બોલ્યો: ખતમ! નાગની પાછળ નાગણ ગઇ! નાગણ ગઇને બચ્ચાં ગયાં! બધાં ખતમ! હવે નાગણ ખલાસ!

કીડીઓની રાણી દૂરજ બેઠી હતી. તેણે વાત સાંભળી. પોતાનું લશ્કર લઇ તે દર તરફ ઉપડી અને અંદર ધસારો કર્યો.

ઘાસની ઉપર તડકામાં રિકિક પડયો. કૂકડું વાળીને પડયો. થાકીને લોથપોથ થયેલો ઉંઘી ગયો. ઉંઘ્યો, ઉંઘ્યો તે ઠેઠ સાંજ સુધી. જ્યારે જાગ્યો ત્યારે સુરજ આથમી ગયેલો.

જાગીને બગાસું ખાઇ તે બોલ્યો: ચાલ, હવે ઘેર જાઉં. કંસારીને કહી દઉં કે નાગણ મરી ગઇ એમ બધાં પંખીને જણાવી દે.

કંસારી એટલે કાસદ. આખા બાગની ખબર તે રાખે. ઝુમઝુમ કરતી બોલ્યા કરે. સૌને સંભળાવતી ફરે.

રિક્કિ ઉપડયો. થોડે દૂર ગયો ત્યાંજ કાને પડયું. ઝમ! ઝમ! ઝક્! ઝમ! નાગ મૂઓ છે! ઝમ! નાગણ પણ ગઈ, ઝમ! ઝમ! ઝક્! ઝમ!

બાગનાં બધાં પંખીડાં હરખે ગાવા લાગ્યાં. કૂદવા ને કૂડકૂડવા લાગ્યાં. દેડકાભાઇ તો ખુશ ખુશ ખુશ! તેણેય ગાણું ચાલુ કર્યું. નાગ નાગણ તે કંઇ ઓછાં પીડતાં?

રિક્કિ ઘેર પહોંચ્યો, ત્યાં તો સોલીના બાવાજીએ એને જોયો. માંયજીએ બી જોયો. બાવાજીએ ઉપાડી લીધો. બંને રડી પડયાં. તેમને હરખનાં




આંસુ આવ્યાં. રિકિક ટિકિક! તેં સૌનો જાન બચાવ્યો, રિક્કિ ટિકિક!

રિકિકને તો ભાતભાતનાં ભોજન મળ્યાં. ખાય તે કેટલું?

રિકિક માટે ખાસ પથારી સોલીની જોડાજોડ. સોલી તો એને ખાંધે લઇને નાચ્યો! રાત પડી. બધાં જમ્યાં. માંયજી નોળીયાને બતાવી બોલ્યાં: આજે એણેજ આપણને બચાવ્યાં! આપણે એનાં કેટલાં દેવાદાર?

પણ રિકિકને તે ઉંઘ કેવી? નોળીયાની ઉંઘ કૂતરા જેવી. આ સાંભળી એ કૂદી ઉઠયો. બોલ્યો: રિકિક ટિકિક ટક ચક્! રિકિક ટિકિક ટક ચક્! બ્હીશો માં, ડરશો માં. સાપ બધાયે મરી ગયા, નાગ બધાંયે ખતમ થયા. ને હોય તોયે શું? હું બેઠો છું ને! રિકિક ટિકિક ટક ચક્!

સમાપ્ત

# બાલોદ્યાનમાલાના કાયમ ગ્રાહક બનો

ઘણી બાજુએથી આ માલાના કાયમી ગ્રાહક બનવા માટે પૂછપરછ આવ્યા કરે છે. તેથી એવો નિયમ કર્યો છે કે જે કોઇ ભાઇ યા બહેન રૂા. ૪ અમારે ત્યાં અનામત મૂકશે તેને અનામત મળ્યાની તારીખ પછી બહાર પડતાં પુસ્તકો નિયમિત રીતે મળશે. અનામત મૂકવાનો લાભ એ છે કે પુસ્તકોનું ટપાલ ખર્ચ સંસ્થા ભોગવશે અને ગ્રાહકને છાપેલી કિંમતે ઘરબેઠાં ચોપડી મળશે. આ રીતે મૂકેલી રકમનો બરાબર હિસાબ રખાશે અને રકમ પૂરી થતાં ગ્રાહકને ખબર આપી વધુ નાણાં મંગાવી લેવાશે. આમાં કોઇ જાતની દાખલ ફી કે કશું નથી. છેક ઓછી કિંમતની ચોપડીઓ હશે તો બે બે ત્રણ ત્રણ સાથે મોકલાવી દેવાશે. વરસના ગાળામાં રૂા. ચારથી વધુ લાગત ગ્રાહકને આવશે નહિ પણ ચોપડીઓ અમુક આંતરે બહાર પડેજ, એવો કંઇ નિયમ નથી. અનામત મળ્યા પહેલાંનાં પુસ્તકો ગ્રાહકને જોઇશે, તો પુરી કિંમતે અપાશે. પણ બધાં સાથે લેશે તો વળતર કાપવામાં આવશે. આજેજ મનીઓર્ડર કરો.

# નવા યુગનાં રમકડાં

**સેટ ૧ લો**

૧ ટૉલ્સ્ટૉયની ત્રણ વાતો ૦—૫—૦
૨ બકુલ ૦—૬—૦
૩ બિરબલનો બન્ધુ ૦—૮—૦
૪ મૂરખરાજ (ટૉલ્સ્ટૉય) ૦—૮—૦
૫ નીલમ ૦—૬—૦
૬ ભીષ્મ અને યુધિષ્ઠિર ૦—૪—૦
૭ બાળવિહાર (૧) ૦-૧૨-૦
૮ જયબજરંગ ૦—૬—૦
૯ વાઘોનું વન ૦—૪—૦
૧૦ જાદુઈ હાર ૦—૪—૦
૧૧ બરફીપુરી ૦—૪—૦
૧૨ સોનાકુમારી ૦—૪—૦
૧૩ તોફાની ટીપુડો ૦—૬—૦
૧૪ કચુંબર ૦—૩—૦
૧૫ ધૂપસળી ૦—૪—૦
૧૬ બાળવિહાર (૨) ૦—૬—૦
૧૭ મોતીના દાણા ૦—૫—૦
૧૮ એક હતો કૂતરો— ૦—૪—૦
૧૯ કેરીનાં ભજીયાં ૦—૩—૦
૨૦ નવનીત ૦—૩—૦
૨૧ મેઘધનુષ ૦—૪—૦
૨૨ મિયાઉં ૦—૧—૦
૨૩ હાથી ધમધમ ચાલે ૦—૧—૦
૨૪ બાળ ડાયરી ૦—૩—૦
૨૫ ચોપગાંની ચતુરાઈ ૦—૪—૦
૨૬ ગધેડાનું રાજ ૦—૧
૨૭ રમકડાંની દુકાન ૦—૧
૨૮ જાદુઈ જમરૂખ ૦—૧
૨૯ મકનો મસ્તાનો ૦—૧
૩૦ બંગાળી બિરબલ ૦—૬

કુલ ૮—૦—૬ ને બદલે આખો લેનારને ૭ા રૂ.માં ફેન્સી બાક્સ સ પોસ્ટેજ રૂ. ૧।. સ્ટેશનવાળા : રેલ્વે પાર્સલ સસ્તું પડે.

**સેટ બીજો:**

૧ ભૂલભૂલામણિ ૦)—
૨ સવાકાની આપવીતી ૦)–
૩ ખોટી ખોટી વાતો ૦।
૪ સિપાઈદાદા ૦)≡।।
૫ મધપૂડો ૦।।।
૬ કોલસાકાકા ૦।—
૭ સબરસ ૦)≡
૮ કીર્તિસ્તંભ ૦।

નવી ચોપડીઓ તૈયાર થાય છે.

**મોટા બાળકો-કુમારો**

બલિદાન
બ્રહ્માંડનો ભેદ
પારસમણિ
ગીતાંજલિ
પાંડવગુપ્તનિવાસ
ખાંયણાં
નીતિધર્મ

ગાંડીવ